બાળકોને ઈનામમાં વહેંચવા લાયક

# ॥ विद्वद्गोष्ठिः ॥

( રસિક શ્લોકો સાથે )

આણંદ હિંદ સેવાસમાજના સેક્રેટરી

**મહાત્મા ચીમનરામ ભાઈના પ્રોત્સાહનથી**

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं ।
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

---


ભાષાન્તર કરી પ્રકટ કરનાર:

**શાસ્ત્રી મણિશંકર ભાઈશંકર**

સંસ્કૃત પાઠશાળાના પ્રધાનાધ્યાપક-પેટલાદ



.થી આવૃત્તિ — સં. ૧૯૮૭

ત ૨૦૦૦ — સને ૧૯૩૧

કિંમત ૦-૧-૩

ા ચોપડી ઉમરેઠ ભટવાડી પોળ પાસે આવેલા રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીના સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં ભાઈલાલ ચુનીલાલ જોશીએ છાપી અને શાસ્ત્રી મણિશંકર ભાઈશંકરે પેટલાદમાંથી પ્રગટ કરી.

## ॥ श्रीमत् शंकराचार्यविरचितं पंचरत्नस्तोत्रम् ॥



वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां ।
तेनेशस्य विधीयतामुपचितिः काम्ये मतिस्त्यज्यताम् ॥
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनु संधीयतां ।
आत्मेच्छा व्यवसीयतां निजगृहात्तुर्णं विनिर्गम्यताम् ॥१॥

संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढा धीयतां ।
शांत्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् ॥
सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां ।
ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम् ॥२॥

वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरःपक्षः समाश्रीयतां ।
दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसंधीयताम् ॥
ब्रह्मास्मीति विभाव्यतामहरहर्गर्वः परित्यज्यतां ।
देहेऽहंमतिरुज्झ्यतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥३॥

क्षुद्व्याधिश्च चिकीत्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां ।
स्वाद्वन्नं न विचार्यतां विधिवशात्प्राप्तेन संतुष्यताम् ॥
औदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यतां ।
शीतोष्णादि विपह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यताम् ॥४॥

एकांते सुखमास्यतां परतरे चेतः समाधीयतां ।
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् ॥
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां ।
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥५॥

॥ इति श्री शंकराचार्यविरचितं पंचरत्नस्तोत्रं संपूर्णम् ॥

# ॥ विद्वज्जनगोष्ठिः ॥

**अथ रसज्ञजनानन्दकारिणी विद्वज्जनगोष्ठिः प्रारभ्यते**

હવે રસજ્ઞ મનુષ્યોના ચિત્તનું રંજન કરવાવાળું વિદ્વજ્જન ગોષ્ઠિ નામનું લઘુકાવ્ય શુરૂ કરીયે છીએ.

**एकदा पंचशत पंडितप्रपूरितायां श्रीमद्भोजराजसभायां विद्यागुणोत्कर्षप्रभावदर्शिन्यां गोष्ठ्यां जायमानायांसत्यां जिनराजमतावलम्बिना धनपालपंडितेन राज्ञोऽग्रेप्रोक्तम्**

એક દિવસે ૫૦૦ વિદ્વાનોથી પૂર્ણ થયેલી શ્રીમાન્ ભોજ રાજાની સભામાં વિદ્યાવિષયમાં પોતાની અધિકતા દર્શાવનારી વાર્તા ચાલતાં આગળ જૈન ધર્માનુયાયી ધનપાલ પંડિતે કહ્યું.

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १ ॥

જે માણસો પાસે વિદ્યા નથી, તપ, દાન, જ્ઞાન કે શીલ (સારો સ્વભાવ) નથી, તેમજ કોઇ પ્રકારનો ગુણ કે ધર્મ નથી; તેઓ આ પૃથ્વીના ઉપર મનુષ્યો નહીં પણ મનુષ્ય દેહધારી મૃગો છે.

**एवं पंडितवचनंश्रुत्वा मृगःप्राह। ममेदृङ्नरोपमानं कस्मादुच्यते॥**

**यतः स्वरे शीर्षं जने मांसं त्वचं ब्रह्मचारिणे ॥**
**शृंगं योगीश्वरे दद्यां मृगोऽहं स्त्रीषु लोचने ॥ २ ॥**

**तेन ममैवंविधमनुष्योपमानं न युक्तम्**

એવાં પંડિતનાં વચન સાંભળી મૃગ બોલ્યો કે હે પંડિતજી મને આવા વિદ્યાદિથી હીન મનુષ્યની ઉપમા શા માટે આપો છો. વિચારો તો ખરા ? કે હું મૃગ તો સ્વરના બદલામાં મસ્તક અર્પણ કરૂં છું, મારૂં માંસ મનુષ્યના ઉપયોગમાં આવે છે, બ્રહ્મચારીને મારૂં ચર્મ, યોગી લોકોને

મારાં શીંગડાં, ને સ્રીનાં નેત્રોને તો મારાં નેત્રની ઉપમા આપે છે, તેથી સ્રીઓનો નેત્ર દાતા પણ હુંજ છું, હવે હું સદા પરોપકારમાં મારા દેહની પણ દરકાર કર્યા વગર તત્પર રહું છું. તો આવા નરાધમીની સાથે સરખામણીને શું હું પાત્ર છું ? ના. મને તેવો ગણો નહીં.

**ततः पूर्वपंडितवचनमसंगतं ज्ञात्वाऽपरपंडितेनोक्तम्**

પ્રથમના પંડિતનું વચન અસંગત જાણી બીજા પંડિતે કહ્યું.

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपाः पशवश्चरन्ति ॥ ३ ॥

જે માણસની પાસે વિદ્યા, તપ, દાન, ઉત્તમ પ્રકારનું જ્ઞાન, શીલ તેમજ કોઇ પ્રકારનો ગુણ કે ધર્મ નથી, તેઓ આ પૃથ્વીના ઉપર મનુષ્યરૂપ ધારણ કરનારાં પશુઓ જેવા છે.

**इति पंडितवचनं श्रुत्वा गौराह ।**

**तृणमद्मि दद्मि दुग्धं छगणं गेहस्य मण्डनं भवति ॥**
**रोगोपहारि मूत्रं पुच्छं सुरकोटिसंस्थानम् ॥ ४ ॥**
**तेन ममैतदुपमानं न युक्तम् ॥**

આવી રીતે વિદ્યાદિ ગુણરહિત માણસને પોતાની ઉપમા આપે છે એમ જાણી ગાય બોલી કે, હે પંડિતજી હું તો ઘાસ ખાઉં છું, ને દુધ આપું છું ને મારૂં છાણ તો ઘરને શણગારવાના કામમાં આવે છે તેમજ મારૂં મૂત્ર પાંડુ, કમળો, બરોળ, વિગેરે રોગોનો નાશ કરનારૂં છે ને પુચ્છ તો ઘણા દેવોનું નિવાસ સ્થાન છે, માટે તે માણસની બરોબરીમાં મને ગણવી તે અવિવેક છે.

**ततोऽन्यविदुषा गदितं=પછી બીજા પંડિતે કહ્યું કે**

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण तृणानि मन्ये ॥ ९ ॥

જે માણસોની પાસે વિદ્યા, તપ દાન ઉત્તમ પ્રકારનું જ્ઞાન તેમજ શીલ કે ગુણ નથી તેને હું આ પૃથ્વીમાં મનુષ્યાવતાર ધારણ કરનારાં નિરૂપયોગી તૃણ સમાન માનું છું.

**इति श्रुत्वा तृणजातिराह–આવું સાંભળી તૃણ કહેવા લાગ્યું કે**

**गवि दुग्धं रणे ग्रीष्मे वर्षाहेमन्तयोरपि ॥**
**नृणां त्राणमहं स्यां यत्तत्समत्वं कथं मम ॥ ६ ॥**
**तेन सामान्योपमानं महतां न रोचते ।**

અમે ઘાસ તો ગાયમાં દુધ મૂકીએ છીએ તેમજ સંગ્રામમાં, ઉનાળાની મોસમમાં, ચોમાસામાં ને શિયાળામાં પણ માણસનું રક્ષણ કરનારાં સાધન થઈ પડીએ છીએ એટલે કે રણમાં બાણ વિગેરે સાધનોને તો અમે પુરાં પાડીએ છીએ ને શિયાળામાં અમારા અગ્નિને સેવીને માણસો સુખી થાય છે. તો અમારા જેવાની સાથે માણસ જેવા સાધારણની ઉપમા આપો તે અમોને ગમતું નથી.

**ततश्चापरपंडितेनोक्तं–પછી બીજા પંડિતે કહ્યું કે**

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण भवन्ति वृक्षाः ॥ ७ ॥

જે માણસોની પાસે વિદ્યા તપ દાન ઉત્તમ જ્ઞાન સારૂં શીલ તેમ ગુણ કે ધર્મ નથી તેઓ આ પૃથ્વી ઉપર ભારભૂત મનુષ્યરૂપી વૃક્ષો છે.

**इति श्रुत्वा वृक्षा प्राहुः–એવું વાક્ય સાંભળી વૃક્ષો કહેવા લાગ્યાં કે**

**छायां कुर्मो वयं लोके फलपुष्पाणि दद्महे ॥**

पक्षिणां च सदा धीरा गृहादीनां च हेतवः ॥ ८ ॥
तत्परोपकारिणांनो निरुपकारिणांच तेषां मिथः साम्यं कथं संगच्छेत

અમે લોકમાં છાયા કરીએ છીએ ને ફલફૂલ આપીએ છીએ, વળી અમે સદા ધૈર્ય રાખી પક્ષિઓના માળા તેમજ લોકોનાં ઘર બાંધવામાં સાધનરૂપ થઇએ છીએ તો અમારા જેવાં પરોપકારીની સાથે ગુણહીન મનુષ્યની સરખામણી કરવી શું વ્યાજબી છે ? ના ! ! !

पुनश्चापरकवीश्वरेणोक्तम्–પછી બીજા કવીશ્વરે કહ્યું કે
येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण हि धूलिपुञ्जाः ॥ ९ ॥

જે માણસોની પાસે વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ, ગુણો કે ધર્મ નથી, તેઓ આ મૃત્યુલોકમાં પૃથ્વી ઉપર ભારભૂત મનુષ્યરૂપી ધૂળના ઢગ છે.

इति विद्वद्वचः श्रुत्वा रेणुराह-આવું સાંભળી ધૂળ કહેવા લાગી કે
कारयामि शिशुक्रीडां पंकनाशं करोमि च ॥
मत्तोऽजनि रजःपदं लेखे क्षिप्तं फलप्रदम् ॥ १० ॥
तन्ममाप्येतेन साम्यमिच्छन् त्वं कथं न लज्जसे !

હું બાળકોને રમત કરાવું છું, તેમજ કાદવવાળી જગાને સાફ કરૂં છું, ને મારાથી ઉત્પન્ન થયેલી ઝીણી રેતી લેખ ઉપર નાંખવાના ઉપયોગમાં આવે છે ! તો મને તેવાની બરોબરીમાં મૂકતાં પંડિતજી આપ કેમ શરમાતા નથી !

ततोऽन्यविदुषा प्रोक्तम्–પછી બીજા પંડિતે કહ્યું કે
येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण शुनः स्वरूपाः ॥ ११ ॥

જેમની પાસે વિદ્યા તપ દાન જ્ઞાન શીલ ગુણ કે ધર્મ નથી તે આ લોકમાં શ્વાન જેવા છે.

**इति श्रुत्वा सारमेयः प्राह–એવું સાંભળી કુતરો બોલ્યો**

**स्वामिभक्तः सुचैतन्यः स्वल्पनिद्रः सदोद्यमी ॥**
**अल्पसंतोषवान्शूरस्तस्मात्तत्तुल्यता कथम् ॥ १२ ॥**

**ततोऽप्यधिकगुणोऽहम्**

હું હંમેશાં સ્વામિભક્ત છું, સાવચેતીવાળો અલ્પ નિદ્રાવાળો, હંમેશાં ઉદ્યોગી થોડા ખોરાકમાં સંતોષ માનનાર ને શૂરો છું. તો લોભાદિક વૃત્તિવાળાની સાથે મારી સરખામણી શું યોગ્ય છે? કારણ કે હું તો તેવા માણસથી પણ અધિક ગુણવાળો છું.

**पुनश्चान्य प्रवीणेनोक्तं–વળી બીજા કુશળ વિદ્વાને કહ્યું કે**

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण खराः स्फुरन्ति ॥ १३ ॥

જેની પાસે વિદ્યા નથી, તપ નથી, દાન નથી, ઉત્તમ શીલ નથી. ગુણો કે સદ્ધર્મ પણ નથી તેઓ આ પૃથ્વી ઉપર મનુષ્યરૂપે ગધેડા છે.

**इति श्रुत्वा खरः प्राह–એવું સાંભળી ગધેડો બોલ્યો કે,**

**शीतोष्णं नैव जानामि भारं सर्वं वहाम्यहम् ॥**
**तृणभक्षणसंतुष्टः सदा प्रोज्वलिताननः ॥ १४ ॥**

**अहमेवं बहुगुणः कथं तत्सदृशः स्याम्—**

ટાઢ તાપને ગણતો નથી, ને પીઠ ઉપર લીધેલા ભારને વહન કરૂં છું, તેમજ ઘાસથી સંતોષ માનું છું ને હંમેશાં ભવ્ય મુખવાળો છું. તો હું તેના જેવો શી રીતે?

**पुनरपरकोविदेनोक्तम्–વળી બીજા પંડિતે કહ્યું કે**

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण भवन्ति काकाः ॥ १५ ॥

જે માણસોની પાસે કોઇ પ્રકારની વિદ્યા નથી, તપ નથી, દાન કે જ્ઞાન નથી, તેમ શીલ નથી, કોઇ પ્રકારનો ગુણ કે ધર્મ નથી, તે માણસો આ મૃત્યુલોકમાં મનુષ્ય દેહ ધારી કાગડા સમાન છે.

**इत्युक्ते काकः प्राह–એવું કહેતામાં કાગડો બોલ્યો કે**

**प्रियं दूरगतं गेहं प्राप्तं जानामि तत्क्षणात् ॥**
**न विश्वसीमि कस्यापि काले चालयकारकः ॥ १६ ॥**
**तेन कृतज्ञस्य मे कृतघ्नोपमानं न युक्तम् ॥**

હે પંડિતજી! પરદેશ ગયેલો પ્રિય ઘેર આવતો હોય તે હું જાણું છું વળી કોઇના ઉપર વિશ્વાસ કરતો નથી. ને પ્રસૂતિ સમયેજ માળો બાંધું છું, તો મારા જેવા કૃતજ્ઞની સાથે મનુષ્ય જેવા કૃતઘ્નની સરખામણી યોગ્ય નથી.

**ततः सुधियोक्तम्–પછી બીજો વિદ્વાન કહેવા લાગ્યો કે**

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण भवन्ति चोष्ट्राः ॥ १७ ॥

જેનામાં વિદ્યા નથી, તપ નથી, દાન નથી, ને જ્ઞાન નથી, સદ્ગુણ ને ઉત્તમ ધર્મ નથી, તેઓ મનુષ્યરૂપ ધારી ઉંટ જેવા છે.

**तदाकर्ण्य उष्ट्रः प्राह–તે સાંભળી ઉંટ બોલ્યો કે**

**एकस्यां घटिकायां योजनगामी सदा नृपतिमान्यः ॥**
**भारोद्वहनसमर्थः कथं समो निर्गुणैः सार्धम् ॥ १८ ॥**

એક ઘડીની અંદર ચાર ગાઉ જાઉં છું, ને હંમેશાં રાજાનો માનીતો છું, તેમ હંમેશાં ભાર વિગેરે વહન કરવામાં હું સમર્થ છું, તો મારા જેવા ગુણવાન તેવાની સાથે સમાનતા

કઈ રીતે થઈ શકે.

**ततोऽन्येन पंडितेनोक्तं–પછી બીજા વિદ્વાને કહ્યું કે**

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः।
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण च भस्मरूपाः ॥ १९ ॥

જે માણસની પાસે વિદ્યા તપ દાન, જ્ઞાન શીલ કે ધર્મ નથી તે માણસો પૃથ્વીના ઉપર મનુષ્યરૂપ ધારી રાખોડી જેવા છે.

**ततो रक्षा प्राह–પછી ભસ્મ (રાખોડી) બોલી કે,**

**पेटकमध्ये क्षिप्ता करोम्यहं धान्यरक्षां द्राक् ॥**
**मां वन्दन्ते मनुजाः सुखसमृद्धिकरीं सुगंधाढ्याम् ॥२०॥**

અનાજ ભરવાની કોઠીમાં નંખાતાં હું તે અનાજની રક્ષા કરૂં છું, તેમ કેટલાક માણસો મારામાં સુખ આપવાની સમૃદ્ધિમાન્ કરવાની ને સુગંધીયુક્ત રહેવાની શક્તિ જાણીને મને વંદન કરે છે.

**अन्ततोऽन्यविदुषोक्तम्–આખરે બીજા વિદ્વાને કહ્યું કે**

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः।
ते मर्त्यलोके भुवि भारभूता जानाम्यहं नैव च कीदृशाः स्युः ॥२१॥

જેમની પાસે વિદ્યા, તપ, દાન, શીલ, ગુણ, કે ધર્મ કંઇ પણ નથી. તે માણસો આ લોકમાં ભારભૂત તો ખરા, પણ કોના જેવા તે અમને ખબર નથી અર્થાત્ પૃથ્વીના ઉપર જે જે વસ્તુઓ હલકામાં હલકી હોય છે તેમાં પણ કંઇ કંઇ ગુણ હોય છે, એટલે તેમાં તેની બરોબરી થતી નથી માટે તેઓ હલકામાં હલકા છે.

**इति विद्वज्जनगोष्ठिः समाप्ता ॥**

# प्रकीर्ण श्लोकसंग्रह.

एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ॥
तेऽमी मानवराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥ १ ॥

જેઓ સ્વાર્થને પડતો મૂકીને કેવળ પરમાર્થ સાધે છે તેઓ તો સત્પુરૂષ છે હવે જેઓ સ્વાર્થને સાચવીને પરમાર્થ માટે ઉધમ કરે છે તેઓ તો સાધારણ છે ને જેઓ પોતાના સ્વાર્થની ખાતર બીજાનું હિત બગાડે છે તેઓ રાક્ષસ જેવા છે. પરંતુ જેઓ વગર લેવેદેવે બીજાનાં હિત બગાડે છે તેમને કઇ કોટીમાં ગણવા તે સમજાતું નથી અર્થાત્ તેઓ તો ઘણાજ નીચ છે.

प्रकृतिः किल यस्य या विधात्रा विहिता त्यक्तुमियं न तेन शक्या ।
नहि यत्नशतैः सुसेव्यमाना भुजगाःस्वामिह जिह्मतां त्यजन्ति ॥२॥

વિધાતાએ જેની જેવી પ્રકૃતિ (સ્વભાવ) ઘડેલી છે તે તેનાથી તજી શકાતી નથી, દાખલા તરીકે સેંકડો રીતે સેવાવા છતાં પણ સર્પ પોતાની વાંકી ચાલ છોડતા નથી.

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः ॥
विद्या बंधुजनो विदेशगमने विद्या परा देवता
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥ ३ ॥

વિદ્યા એ માણસનું અધિકરૂપ છે, ઘણુંજ છુપું ધન

છે, વૈભવ પ્રાપ્ત કરાવનારી વિદ્યા છે, કીર્તિને સુખ અપાવનારી વિદ્યા છે. વિદ્યા એ ગુરૂનો પણ ગુરૂ છે, વિદ્યા એ પરદેશમાં મિત્ર સમાન છે; વળી વિદ્યા એતો એક શ્રેષ્ઠ દેવ છે તેમજ વિદ્યા એ રાજાઓમાં પૂજાય છે કંઇ ધન નહીં, માટે વિદ્યાહીન પુરૂષ તે પશુ સમાન છે.

केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्वला
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ॥
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते
क्षीयंते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम्  ॥ ४ ॥

માણસને કડાં ને બાજુબંધ શોભાવતા નથી તેમજ ચંદ્ર જેવા સફેદ હારો પણ શોભાવતા નથી. અભ્યંગસ્નાન ચંદન સુગંધવાળાં પુષ્પ અને સાફસુફ કરેલા માથાના વાળ શોભાવતા નથી પરંતુ એક સંસ્કારવાળી વિદ્યાજ શોભાવે છે, બીજાં બધાં આભૂષણો નાશ પામે છે પરંતુ વિદ્યારૂપી ભૂષણ તે ખરેખરૂ ભૂષણ છે.

धैर्यं यस्य पिता क्षमा च जननी शान्तिश्चिरं गेहिनी
सत्यं सूनुरयं दया च भगिनी भ्राता मनःसंयमः ॥
शय्या भूमितलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजनं
एते यस्य कुटुम्बिनो वद सखे कस्माद्भयं योगिनः ॥ ५ ॥

જેનો પિતા ધૈર્ય, માતા ક્ષમા, પત્ની શાન્તિ, પુત્ર સત્ય, બેન દયા, ભ્રાતા મનનો સંયમ, શય્યા ભૂમિ, વસ્ત્ર દિશાઓ અને ભોજન જ્ઞાનામૃત છે. હે મિત્ર ! આ પ્રમાણેના કુટુમ્બવાળા યોગીઓને કોનાથી ડર હોય તે તુંજ કહે અર્થાત તેમને કોઇનો ડર નથી.

विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतत् ज्ञानाय दानाय च रक्षणाय ॥६॥

દુર્જનને મળેલી વિદ્યા વિવાદ માટે, ધન મદ માટે, અને શક્તિ બીજાને હેરાન કરવા માટે છે, પરંતુ સાધુપુરૂષને મળેલી તે ત્રણે વસ્તુઓ તેમનાથી વિપરીત છે એટલે કે વિદ્યા જ્ઞાન મેળવવા, ધન દાન આપવા અને શક્તિ બીજાના રક્ષણ માટે છે.

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निवर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते श्रुतेन शीलेन गुणेन कर्मणा ॥७॥

જેવી રીતે સુવર્ણની પરીક્ષા કસોટીથી, કાપવાથી, તપાવવાથી અને ટીપવાથી થાય છે. તેમ સજ્જન પુરૂષોની પરીક્ષા પણ શાસ્ત્રાભ્યાસ, શીલ, ગુણ, અને તેમણે કરેલાં સત્કર્મ વડે થાય છે.

सपदि विलयमेतु राजलक्ष्मीरुपरि पतन्त्वथवा कृपाणधाराः ।
अपहरतुतरां शिरः कृतान्तो मम तु मनो न मनागपैतु धर्मात् ।८।

હે પ્રભુ ! રાજસાહેબી ભલે જતી રહે, અથવા તો શરીર ઉપર તરવારના ઘા ભલે પડે, અને યમ આવી મસ્તકને ભલે છેદી જાય, પરંતુ મારૂં મન સ્હેજ પણ ધર્મમાંથી દૂર થશો નહીં.

तृष्णां छिंधि भज क्षमां जहि मदं पापे मतिं मा कृथाः
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनान् ।
मान्यान्मानय विद्विषोऽप्यनुनय प्रच्छादय स्वान् गुणान्
कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां लक्षणम् ॥ ९ ॥

હે મિત્ર ! તું તૃષ્ણાને તજી દે, ક્ષમા રાખ, ગર્વને તજી દે, પાપમાં બુદ્ધિ રાખીશ નહીં, સત્ય બોલ, સત્પુરૂષોને

પગલે ચાલ, વિદ્વાનનો સંગ રાખ, વડિલને માન આપ, શત્રુ સાથે પણ વિનયથી વરત, પોતાના ગુણોની સ્તુતિ ન કરતાં તેને છુપાવ, કીર્તિનું પાલન કર, અને દુઃખી ઉપર દયા કર, કારણ કે એ બાર સત્પુરૂષોનાં લક્ષણ છે,

सत्यं च धर्मं च पराक्रमं च भूतानुकंपां प्रियवादितां च
द्विजातिदेवातिथिपूजनं च पंथानमाहुस्त्रिदिवस्य संतः ॥ १० ॥

મહાત્મા પુરૂષો કહે છે કે, સત્ય, ધર્મ, પરાક્રમ, પ્રાણી ઉપર દયા, મધુર ભાષણ, બ્રાહ્મણ દેવતા અને અભ્યાગતની પૂજા એ આઠ સ્વર્ગના માર્ગ છે.

चेतोहरा युवतयः स्वजनोऽनुकूलः
सद्बांधवाः प्रणयगर्भगिरश्च भृत्याः
गर्जन्ति दन्तिनिवहास्तरलास्तुरंगाः
संमीलने नयनयो र्नहि किंचिदस्ति ॥ ११ ॥

મનોહર સ્ત્રીઓ, અનુકુલ કુટુમ્બિવર્ગ, સદ્ગુણી ભાઈઓ, વિવેકથી વર્તનાર નોકરો, હાથીઓ અને સારી જાતના ઘોડાઓ એ બધું ભલે હોય, પરંતુ આંખ મીંચાતાં તેમાંનું કંઇપણ નથી.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ १२ ॥

નીતિમાન પુરૂષો ભલે નિંદા કરે અથવા તો વખાણે, લક્ષ્મી ભલે આવે અથવા તો જાય, મૃત્યુ આજ થાય કે યુગ બાદ થાય, પરંતુ ધીર પુરૂષો ન્યાયના માર્ગમાંથી એક પગલું પણ ખસતા નથી.

उद्यमः साहसं धैर्यं बलं बुद्धिःपराक्रमः ।
षडेते यत्र वर्तन्ते तत्र दैवं सहायकृत् ॥ १३ ॥

જ્યાં ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુધ્ધિ અને પરાક્રમ એ છ ગુણો છે ત્યાં આગળજ ( નસીબ ) દૈવ મદદ કરે છે.

बलवानपि कोपजन्मनस्तमसो नाभिभवं रुणद्धि यः ॥
क्षयपक्ष इवैन्दवीः कलाः सकला हंति स शक्तिसंपदः ॥ १४ ॥

જે પુરૂષ બળવાન છતાં પણ ક્રોધથી ઉત્પન્ન થનારા મોહને અટકાવતો નથી, તે પુરૂષ પોતાની સમગ્ર શક્તિ ( લક્ષ્મી વિગેરે ) નો નાશ કરે છે. જેવી રીતે કૃષ્ણપક્ષ ચંદ્રની કળાનો નાશ કરે છે.

उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे ।
प्रचलति यदि हैमः शीततां याति वह्निः ॥
विकसति यदि पद्मं पर्वतानां शिखाग्रे ।
न चलति खलु वाक्यं सज्जनानां कदाचित् ॥ १५ ॥

વખતે સૂર્ય પશ્ચિમમાં ઉગે, યા તો મેરૂ ડગે, અગ્નિ શીતળ બને, અને પર્વતની ટોચની ઉપર કમળ ખીલે, એટલે કે આ સઘળું ન બનવા જેવું બને, પરંતુ સજ્જનનું વચન કોઈ પણ વખતે ફરતું નથી.

अनुचितकर्मारंभः स्वजनविरोधो बलीयसा स्पर्धा ।
प्रमदाजनविश्वासो मृत्युद्वाराणि चत्वारि ॥ १६ ॥

અનુચિત કામ કરવાં, સ્વજન સાથે વિરોધ, બળવાન જોડે સ્પર્ધા અને સ્ત્રી ઉપર વિશ્વાસ, આ ચાર મૃત્યુનાં દ્વાર છે.

पात्रमपात्रीकुरुते दहति गुणं स्नेहमाशु नाशयति ।

अमलं मलिनीकुरुते दीपज्वालेव खलमैत्री ॥ १७ ॥

દુર્જનની સોબત દીવાની જ્યોતની પેઠે પાત્રને અપાત્ર કરે છે, ગુણ ( સદ્‌ગુણ–દીવેટ ) ને બાળી દે છે. સ્નેહ (સ્નેહ–તેલ) ને નાશ કરે છે, અને નિર્મળને (સ્વચ્છને) મલિન બનાવે છે.

परिहरतु परांगनानुषंगं इदमति जीवितमस्ति वल्लभं चेत् ।
हरिहर हरिणीदृशो निमित्तं दश दशकंधरमौलयो लुठन्ति ॥१८॥

હે મનુષ્યો જો ! તમોને તમારૂં જીવન ઘણું વહાલું હોય તો પરસ્ત્રીનો સંગ કરવાની વાત પડતી મૂકો. કારણ કે પરસ્ત્રીને અર્થે તો રાવણનાં પણ દશ મસ્તક રણમાં રોળાયાં.

वृक्षं क्षीणफलं त्यजन्ति विहगाः शुष्कं सरः सारसाः ।
पुष्पं पर्युषितं त्यजंति मधुपा, दग्धं वनान्तं मृगाः ॥
निर्द्रव्यं पुरुषं त्यजन्ति गणिका भ्रष्टश्रियं मंत्रिणः ।
सर्वः कार्यवशाज्जनोऽभिरमते कस्यास्ति को वल्लभः ॥ १९ ॥

પક્ષીઓ ફલહીન વૃક્ષનો, સારસ પંખીયો સુકાઇ ગયેલા સરોવરનો, ભમરાઓ કરમાઇ ગયેલા પુષ્પનો, મૃગો બળી ગયેલા વનનો, ગણિકાઓ ધનહીન પુરૂષોનો, અને મંત્રીઓ પદભ્રષ્ટ થએલા રાજાનો ત્યાગ કરે છે, મતલબ કે સર્વે પોતાના સ્વાર્થની ખાતર પ્રેમ કરે છે. બાકી તો કોણ કોને વહાલુ છે. અર્થાત્ કોઇ કોઇને વહાલું નથી.

दानं भोगो नाशस्तिस्त्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गति र्भवति ॥

દાન, ભોગ અને નાશ, એ ત્રણ ધનની ગતી છે હવે જે દાન કે ઉપભોગ કરતો નથી તેના ધનની ત્રીજી ગતી

થાય છે. ( નાશ પામે છે. )

धर्माय यशसेऽर्थाय कामाय स्वजनाय च ।
पंचधा विभजन्वित्तमिहामुत्र च मोदते ॥ २१ ॥

ધર્મ, યશ, અર્થ, કામ અને સ્વજન એમ પાંચ ભાગે ધનને વાપરનારા પુરૂષો આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ પામે છે.

विपदि धैर्यमथाभ्युदये क्षमा सदसि वाक्पटुता युधि विक्रमः।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥२२॥

વિપત્તિમાં ધૈર્ય, ઉન્નતિમાં ક્ષમા, સભામાં વાક્ચાતુર્ય. યુદ્ધમાં પરાક્રમ, કીર્તિમાં પ્રીતિ, અને શાસ્ત્રમાં દૃઢ આશક્તિ આ ૭ ગુણો મહાત્મા પુરૂષો ( સજ્જનો ) માં જન્મથીજ હોય છે.

अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा ।
सुजनबन्धुजनेष्वसहिष्णुता प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥२३॥

નિર્દયપણું વગર કારણે કજીયો, પરધન ને પરસ્ત્રીમાં લાલસા સ્વજન ને સજ્જન ઉપર દ્વેષ આ ૭ ગુણો દુર્જનમાં જન્મથીજ હોયછે.

रे रे चातक सावधानमनसा मित्र क्षणं श्रूयता—
गम्भोदा बहवो हि सन्ति गगने सर्वेऽपि नैकादृशाः ।
केचिद्वृष्टिभिरार्द्रयन्ति वसुधां गर्जन्ति केचिद्वृथा
यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः ॥२४॥

હે મિત્ર ! ચાતક, તું સાવધ મનથી મારૂં જરા સાંભળ, આકાશમાં ઘણા મેઘ આવે છે પરંતુ તે સઘળા એક સરખા નથી હોતા, કેટલાક પૃથ્વીને જળ જળ કરી મૂકે છે, અને કેટલાક તો ખાલી ગાજ્યા કરે છે. માટે તું જે જે મેઘને દેખે તેની તેની આગળ દીનતાભર્યાં વચન બોલીશ

નહીં—અર્થાત્ જગતમાં બધા લોક દાતા હોતા નથી, તો માણસ જોઈને માગવું, નહીં તો મુંગા રહેવું તે ઘણું સારૂં છે.

वांच्छा सज्जनसंगमे परगुणे प्रीतिर्गुरौ नम्रता
विद्यायां व्यसनं स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् ।
भक्तिःशूलिनि शक्तिरात्मदमने संसर्गमुक्तिः खले–
ष्वेते येषु वसन्ति निर्मलगुणास्तेभ्यो नरेभ्यो नमः ॥ २५ ॥

સત્સંગમાં ઇચ્છા, બીજાના ગુણોમાં પ્રીતિ, ગુરૂ (વડીલ) સાથે નમ્રતા, વિદ્યામાં વ્યસન, પોતાની સ્ત્રી ઉપર રતિ, લોકનિંદાથી ભય, ઇષ્ટદેવમાં ભકિત, મનોનિગ્રહમાં શકિત અને દુર્જનનો સંગ ન કરવો, આ નવ ગુણો જે પુરૂષોમાં હોય છે તેઓ નમસ્કાર કરવા યોગ્ય છે.

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ।
तृष्णास्रोतो विभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः ॥ २६ ॥

જીવહિંસાથી નિવૃત્તિ, પરાયુ ધન હરવામાં સંયમ, સત્ય વચન, યોગ્ય સમયે શકિત અનુસાર દાન આપવું, અન્યની સ્ત્રીઓ સાથે વાતચિત ન કરવી, આશાને વશ રાખવી, વડિલ વર્ગ ઉપર વિનય અને પ્રાણી માત્ર ઉપર દયા રાખવી આ આઠ માર્ગ કલ્યાણ માટે છે, અને તેને દરેક શાસ્ત્રે કબુલ રાખ્યાછે.

को लाभो गुणिसंगमः किमसुखं प्राज्ञेतरैः संगतिः ।
का हानिः समयच्युतिर्निपुणता का धर्म तत्वे रतिः ॥
कः शूरो विजितेन्द्रियः प्रियतमा कानुव्रता किं धनं ।
विद्या किं सुखमप्रवासगमनं राज्यं किमाज्ञाफलम् ॥२७॥

આ સંસારમાં ખરો લાભ કયો ? ગુણીજનનો સમાગમ, દુઃખ કયું ? દુર્જનની સોબત, હાનિ કયી ? નકામો સમય ગાળવો, ડહાપણ કયું ? ધર્મનાં તત્વ જાણવામાં પ્રીતિ રાખવી તે, શૂરો કોણ ! જેણે ઇન્દ્રિયો જીતી તે. પ્રિયતમા કોને કહેવી ? જે સ્ત્રી સુખ કે દુઃખમાં અનુકૂળ હોય તે, ધન કયું ? વિદ્યા, સુખ કયું ! પ્રવાસમાં ન ફરવું પડે તે, રાજ્ય કયું ? આપણી આજ્ઞા પ્રમાણે અમલ થાય તે.

भूतिर्नीचगहेषु विप्रसदने दारिद्र्यकोलाहलो ।
नाशो हन्त सतामसत्पथजुषामायुः समानां शतम् ॥
दुर्नीतिं तव वीक्ष्य कोपदहनज्वालाजटालोऽपिसन् ।
किं कुर्वे जगदीश यत्पुनरहं दीनो भवानीश्वरः ॥ २८ ॥

હે જગદીશ ? નીચને ઘેર ધન સંપત્તિ, અને વિદ્વાન બ્રાહ્મણ કે જે પાત્ર કહેવાય તેને ઘેર અનાજના પણ સાંસા, વળી સારા પુરૂષોનો નાશ, અને દુષ્ટ પુરૂષો કે જે લોકોને દુઃખ દેનારા છે તેમનો આયુષ્ય લાંબો, આવી તમારી ધંગધડા વગરની નીતિને જોઈને નખથી શિખા પર્યંત ક્રોધ ચઢે છે. છતાં હું શું કરૂં ? હું રહ્યો રાંક, અને આપ રહ્યા જગદીશ્વર–સત્તાધીશ.

अन्धः स एव श्रुतवर्जितो यः शठः स एवार्थिनिरर्थकोयः ।
मृतःस एवास्ति यशो न यस्य धर्मे न धीर्यस्य स एव शोच्यः॥२९॥

આ સંસારમાં આંધળો તે છે કે જે શાસ્ત્ર ભણ્યો નથી. તેમ બડો શઠ તો તેજ કે જેને ત્યાં સંપત્તિ છતાં યાચક પાછો જાય છે, વળી મુવો તેજ છે કે જેની કીર્તિ નાશ પામી છે. તેમજ શોક કરવા લાયક તે છે કે જેની બુદ્ધિ ધર્મમાં નથી.

## मंगलाचरणम् ॥

शुद्धां ब्रह्म विचारसारपरमम:द्यां जगद्व्यापिनीं ।
वीणापुस्तकधारिणीमभयदां जाड्यांधकारापहाम् ॥
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थितां ।
वन्दे त्वां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥
या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता ।
या वीणावरदण्डमंडितकरा या श्वेतपद्मासना ॥
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता ।
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥
यं ब्रह्मावरुणेन्द्ररुद्र मरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवैर् ।
वेदैः सांगपदक्रमोपनिषदै र्गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुरासुरागणा देवाय तस्मै नमः ॥
आदौ देवकिदेविगर्भजननं गोपीगृहे वर्धनं ।
मायापूतनजीवितापहरणं गोवर्धनोद्धारणम् ॥
कंसच्छेदनकौरवादिहननं कुंतीसुतापालनं ।
एतद्भागवतं पुराणकथितं श्रीकृष्णलीलामृतम् ॥
आदौरामतपोवनाभिगमनं हत्वा मृगं कांचनं ।
वैदेहीहरणं जटायुमरणं सुग्रीवसंभाषणम् ॥
वालीनिग्रहणं समुद्रतरणं लंकापुरीदाहनं ।
पश्चात् रावणकुंभकर्णहननं एतच्छ्रीरामायणम् ॥

# शिक्षा वचनानि.

सत्यं वदेत्
धर्मं चरेत्
कल्याणं कर्म कुर्यात्
प्रागुदयात्प्रबुध्येत
भगवंतमभिध्यायेत्
तद्गुणान्स्मरेत्
तन्नाम कीर्तयेत्
प्रातः प्रातः स्नायात्
धौते वाससी परिदध्यात्
न कच्छरं धारयेत
पितरौ चाभिवंदेत
न तयोराज्ञामतिवर्तेत
विद्यागुरून् विनयेत
साधुषु स्निह्येत्
पापीषूदासीत
सुखीषु मोदेत
दीनेषु दयेत
मितं ब्रूयात्
हितं ब्रूयात्

न परोत्कर्षायासूयेत
न क्षुद्रैर्मैत्रीं कुर्यात्
न परस्वं हरेत्
न कस्मैचिद्द्रुह्येत्
न कस्मैचित्कुप्येत्
न कंचनावमन्येत
नानृतं वदेत्
नान्यदोषानुदीरयेत्
न कलहं जनयेत्
नात्मनं विकत्थेत
न दत्तं पुनरादद्यात्
न वृथाशां जनयेत्
नाशुचिर्भुञ्जीत
न पंक्तिभेदं जनयेत्
न दिवा स्वपेत्
न द्यूतं चरेत्
नाश्लीलं कीर्तयेत्
स्वाध्यायं चरेत्
श्रीकृष्णाय नमः